॥ ૐ ॥

શાર્દૂલ.

છોને ચંદન આમ્ર ચંપક વનો, રક્ષે બહુ બાવળો,
હિંસા હંસ મયૂર કોકિલ સહા, સન્માન કાગા ફુલે,
ખરમાતંગ કપાસ કર્પુર સમા, વહેંચાય છે જે દેશમાં,
સમજુ સજ્જને શાન્તીએ કદી નહિ, વસવું જ તે દેશમાં.

અખંડ સૌ. સદ્‌ગત હેતકુંવરના સ્મરણાર્થે

# શ્રી રામ લહરિ

## લહેર ૪ થી.

હરીગીત.

તરૂ કાપો ઘસો બાળો સુગંધ તજે નહિ
ઘ પીલો રોકટી પણ તે મીઠાશ તજે નહિ
રૂઢ થતાં છતાં નિજ માનની મૂકે નહિ
ક્ષિણ થતાં કુલિનતા કુલિન જન મૂકે નહિ.

મનહર.

વિજયા દશમી રવી, ઓગણીશ ચોસઠની,
રાતે ત્રણ વાગે ચાલી, દેવી બાળાવેશમાં;
આકાશે દુકાળ પાડયો, દાબે કાળો કે'ર માંડયો,
ધોળે દા'ડે પાડી ધાડયો, કોઇ એ આવેશમાં.
પતિ તો પોકાર પાડે, ફાટે મન તેની રાડે;
સ્નેહી સંબધી બરાડે, ડેલ્યાં કેમ ડેંસમાં;
પ્રભુ પતિ રામ પાસ, વિનતિ કરે છે ખાસ,
દેજો તુજને નિવાસ, પરમ સુદેશમાં.

મનહર.

પંચત્વને પામ્યા પ્રાણ, દેવી કીધી મોટી હાણ
રામની દૂરી જ્યાં આણ, ડુબ્યાં મન શોકમાં
અમર આત્મા છે તારો, શોકનો નથીજ વારો
આનંદમાં રમનારો, રમે છે સુલોકમાં
જન્મ ને મરણ તણાં, બંધનો કપાજો
સહજ સ્વતંત્ર પણા, માં વસો
પ્રભુરામ નિજ ધામ, દેજો દેવીને
આપીને આરામ શ્યામ, રાખો નિજ

॥ ૐ ॥

અ. સૌ. સદ્ગત દેવકુંવરના સ્મરણાર્થે

# શ્રી રામ લહરિ.

## લ્હેર ૪ થી.


લેખક.

**પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર ચોરવાડકર.**

રામવીણા, સંગીત ગીતા સ્તોત્રાષ્ટક આદિના લેખક

રહેવાશી ચોરવાડ—હાલ જુનાગઢ

તથા

**બ્હેન માણેક મદનજી.**

રામજ્ઞાનો લેખક,

રહેવાશી ભાવનગર હાલ કેશોદ.



પ્રકાશક.

**ગોકુલદાસ શિવશંકર ઠાકર.**

રહેવાશી ચોરવાડ હાલ—મુંબાઈ.





સન ૧૯૧૮. સંવત ૧૯૭૪. } શ્રી રામનવમી { પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

અમદાવાદ: શાહપુર નવીપોળમાં આવેલા શ્રી "પ્રજાહિતાર્થ" મુદ્રાલયમાં પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપ્યું.


**અમૂલ્ય.**

☞ અમૂલ્ય સ્વીકારવા ન ઇચ્છે તેણે ઇચ્છા મુજબ રકમ કર્તા તરફ મોકલવી તેનો આવીજ રીતે સદુપયોગ થશે.

# નિવેદન.

**પ્રિય ! વાંચકવૃંદ !**

સચ્ચિદાનંદઘન ભક્ત વત્સલ શ્રી પરમ કૃપાનિધાન પરમાત્માએ ભક્ત જનોના કલ્યાણાર્થે આ જગતમાં અવતાર ધારણ કરી જે ચિર: સ્મરણીય અનંત લીલાઓ કરી, તે રઘુવંશ શિરોમણી શ્રી રામના અવતારની પવિત્ર જન્મ તિથીને રોજ પ્રગટ થતી આ શ્રીરામ લહરિની ચતુર્થ લ્હેર, ચોરવાડ નિવાસી ભાઇ શ્રી ગોકુલદાસ શિવશંકરે સદ્‌ગત સ્વધર્મ પત્નિ અ. સૌ. દેવકુંવર કાળીદાસના આત્મકલ્યાણાર્થે પ્રગટ કરી જન સેવામાં સાદર કરવાની જે ઉત્સાહી ધર્મશીલ સદ્‌વૃત્તિ દાખવીછે, તે ખાતે તેમને માટે ઉપકાર તથા સદ્‌ગતના આત્માને કૃપાનિધાન પ્રભુ અખંડ શાંતિ આપો એવી સહજ અભ્યર્થના. રામ.

શ્રી પ્રજાહિતાર્થ મુદ્રાલયના મેનેજર મી. ડાહ્યાભાઇ દલપતરામે પોતાના સદ્‌ગત બંધુ હીરાભાઇના લેખક પ્રત્યેના સ્નેહભાવ તેમજ તે સ્વર્ગસ્થ બન્ધુની ઇશ્વરાભિમુખ ઉચ્ચ વૃતિના સ્મરણાર્થે આ લહરિ હાલના સંયોગે પણ ખાસ કિફાયતે વખતસર પ્રગટ થવામાં જે સહાનુભૂતિ અને આત્મભોગ આપ્યો છે તે અર્થે તેમનો પણ મહાન ઉપકાર છે.

પરમકૃપાળુ પરમાત્મા એ પવિત્ર આત્માને અખંડ શાંતિ આપો એજ અંતિમ પ્રાર્થના. ॥ ૐ ॥

પ્રભુલાલ પ્રીતમલાલ.

## રાગ હરીગીત છંદ.*

હા ! મીઠડી અમરાઈમાં, ટહુકાર કરતી કોકીલા !
એ મીઠડા ટહુકારમાં, મન મસ્ત બનતાં મોજીલા.
ટહુકાવડે આ આમ્રવન ગંભીર ગાજંતું હતું
અદ્રશ્ય થઈ કાં વ્હાલુડી ! વન આ કર્યું ન્હોતું હતું.
મન સહજ વૈરાગીજ મારૂં, કો સ્થળે નવ ચોંટતું
નિર્વેદ રૂપજ મન સદા તવ શબ્દમાં આળોટતું
ધ્વનિ એ મધુર શુણતાં અરે ! વૈરાગ્ય પદ એ ત્યાગતું.
અદ્રશ્ય થઈ કાં વ્હાલુડી ! વન આ કર્યું ન્હોતું હતું
આમ્રો અરે ! વનવૃક્ષ તેને કોણુ ઓળખતું હતું
ટહુકારથી સઘળે અહો ! તેં આમ્રવન કીધું છતું
કરીને છતું અછતું કર્યું હા ! કોકીલા નથી શોભતું. અ૦
વૈરાગીને રાગી કરીને ત્યાગીને ભોગી કરી
હ્હેજત બતાવી ગઈ ઉડી ઓ ! ક્રુર મધુરી ! કાં ઠરી ?
માધુર્યતામાં ક્રુરતા છે વિષમ ! મન નથી ક્ષોભતું. અ૦
વેરાન થાતા વાટિકા આ વિશ્વ ઉજડ જણાય છે
સ્વર સાંભળેલો મીઠડો, ભણકાર તેના થાય છે
હા ! હાય ! પડછંદા પડે કોકીલાના દિલ શોચતું. અ૦
રમતી હતી જમતી હતી ફરતી હતી બગિચે બધે
ગાતી હતી હરિગાન સ્મરતાં શોકનિધિ લ્હેરો વધે
નિર્દોષતા તવ ગાનનીમાં પ્રેમનું ઝરણું હતું. અ૦
મમ આત્મ પ્રતિબિંબિત તારૂં રૂપ શું હુંમાં મળ્યુ ?
એ કલ્પના છે શ્રેષ્ટ પણુ જાતું નથી કેમે કળ્યું
પ્રતિબિંબ મણિ એ બિંબ રામે સ્થિર હો જેવું હતું. અ૦

*રાગ ઓધવજી સંદેશો.

પ્રેમીલી ! નિર્દોષી ! વ્હાલી ! બાળકી !
અસાર જાણી શું છોડયો સંસારજો
વિસામો મુજ ભગિનિનો હા ! તું હતી
પરોણુલી થઇ શું બાંધ્યો તેં પ્યારજો ! પ્રે૦

પુર્વ સબંધે પંખીડું આવી મળ્યું
આવરદા પિંજરમાં પુર્યું પાસજો
રાગ ધરીને દેહ સગાં બોલાવતાં
ત્રય વર્ષે ત્યાં થયો પિંજરનો નાશજો. પ્રે૦

સ્પષ્ટ ઉચ્ચારે બોલતી તું બાપુડી !
રમતી જમતી ફરતી ફળિયા માંહ્યજો
બંધુની બેલડીએ વળગી આવતી
એ મન હરણી મેના ! દેખું કયાંયજો. પ્રે૦

સહજ વિરાગી મન થયું મુજ બાલુડી !
સ્વાર્થ સબંધી જાણી જગના જનજો
નેહ નવો કરવો નવ ગમતો વ્હાલુડી !
તુજ મુખ જોતાં આકર્ષાતું મનજો. પ્રે૦

સતસંગે જાતાં તું સાથે આવતી
રાજી થાતી જોતી સહુનાં મુખજો
થાકીને સુતી મુજ અંકે બાળકી !
ઉઠાડતાં નવ દેતી કાંઇ દુઃખજો. પ્રે૦

બાળપણામાં ભકિતના ભાવો હતા
ઉગમણુ દેખી હતી વધ્યાની આશજો

ત્યાં કાળે આ કાળો કેર કર્યો અરે !
આશા સૌ અંતરની થઈ વિનાશજો. પ્રે૦

માત પિતા ભ્રાતા માસીની લાડકી !
કુભાણી અમથી શું લાગ્યું દુઃખજો ?

" નિર્ભય " ને ભય કેમ અરે ! આવી પડયો
સહાય માટે હા ! ફેરવીયું મુખજો. પ્રે૦

બાલુડી ! કાલુડી ! વ્હાલુડી ! અરે !
કળકળવું શેવું એ મારૂં ભાગ્યજો

આત્મ મણિ તવ રામ સ્વરૂપે શાંતિમાં
વિલસો; બીજું નહિ બોલ્યાની જાગ્યજો. પ્રે૦

*રાગ ગઝલ બુલબુલ.

મધુરી ! વ્હાલુડી ! મેના ! ગમ્યું ના પાંજરૂં કે શું ?
હૃદય ભાલે વિદારીને, તજી પિંજર ગઈ ઉડી !
રૂણાનુબંધ પિંજરનો, પુરો શું થઈ ગયો મેના !
કહું હું કલ્પના શું શું ? અરે ! રે ! શું ગઈ ઉડી ?
મધુરૂં ગાન સંભળાવી, જીગરને ઝાટકો મારી
કલેજું કાપીને મેના ! અરે ! હા ! શું ગઈ ઉડી ?
મણિમય તું સમું પિંજર, અભિન્ને રામમાં પામી.
ચિરઃશાંતિ સ્વરૂપે તું, વિલસવા શું ગઈ ઉડી ?

રાગ એજ.*

રચીને રાસ મંડળને, બનાવી ગોપીને ઘેલી
કરીને કૃષ્ણને કાલો, ગઈ કયાં એ અરે ! બંસી ?

---

*આ નિશાનીવાળાં ચાર પદ ચિ. નિર્ભયના અકાળ પરલોક ગમન વેળાએ લખાયેલ છે.

અરો રસ રાસનો બંસી, કરામત કૃષ્ણની બંસી
અને ગાંડાઈ ગોપીની, ગઇ ક્યાં એ અરે ! બંસી ?
બજી વન જે વિષે બંસી, બન્યુ એ વન વૃંદાનું
બનક રજ વ્રજ વિષે વ્યાપી, ગઇ કયાં એ અરે ! બંસી ?
બધામાં શું મળી ગઇ તું ? શમાવે શે ? તને સર્વે
પુછું બળરામ બંધુને, ગઇ ક્યાં એ અરે ! બંસી ?

રાગ એજ.

મૃદંગો પ્રેમનાં આતો, અઝડ હાથે પડયાં ક્યાથી ?
બજાવો ભા ! ધીમે ધીમે, જીવાળી ઉખડી જાશે.
અઝડ હાથે કડક નાદે, ડરાવે શું ન સાંભળતા
જરા શાંતિ ગ્રહો વ્હાલાં ! જીવાળી ઉખડી જાશે
અરે ! રે ! આંગળાં ખીલા—સળી જેવાં કુણાં પાડો
મૃદુતાથી બજાવોને, જીવાળી ઉખડી જાશે.
મણિમય રામ પ્રેમાલી, મૃદુતાથી મૃદંગો એ
બજાવો તોજ ના ! ના ! ના ! જીવાળી ઉખડી જાશે.

રાગ એજ.

શુણાવી પ્રેમ મંત્રોને, ધકેલા હાય ! હડસેલો
ફજેતી ફોક દુનિયામાં, તમારી ને અમારી છે.
સુધા ભોજન ભુખ્યાને દઇ, કરેથી આંચકી લ્યો એ
મગજ મારીજ દુનિયામાં, તમારી ને અમારી છે
હૃદય તંતુ હીલાવીને, જગાવી ટાં પડયાં મેલો
અરે ! રે ! હાડમારી હા ! તમારી ને અમારી છે.
બતાવ્યું તેજ આપોને, મણિરામે સદા સ્થાપો
નહિ તો હા ! રઝળપાટી, તમારી ને અમારી છે.

### રાગ એજ.

કહીં તો થોરમાં કેળાં, કહીં તો કેળમાં થોરા
લગાડ્યાં વિશ્વમાં હા ! હા ! વિધાતા વેવલો ભાળું
અરે ! કોયલ કરી કાળી, બનાવ્યા ઉજળા બગલા
કરી કસ્તુરી પણ કૃષ્ણા, વિધાતા વેવલો ભાળું.
ભર્યો સાગર કર્યો ખારો, પશુ સુર ધેનુને કીધી
અઝડ ઉંધા બધા કામા, વિધાતા વેવલો ભાળું
અભિન્ને છે મણિરામે, બતાવે તોય જુદાં તે
અનોખાં થાય નોખાં ના, વિધાતા વેવલો ભાળું

### રાગ એજ.

થવાનું ટાળી એ નાંખે, ન થાવાનું કરી નાંખે
વિધિના અંક છેકે છે, સ્વયં એ રામ નહિ વ્યકિત.
કરમની રેખ પર જ્યાં ત્યાં, અહા ! હા ! મેખ મારે છે
દીઠી સ્વાનુભવે સાચી, સ્વયં એ રામની શકિત.
બનાવે રંકને રાજા, બનાવે રંક રાજાને
બનાવે જીવ શિવ રૂપે, સ્વયં એ રામની ભકિત.
પથર ચિંતામણિ રૂપે, થયો; ખ્હાણો પછી ના, ના,
અજાયબ ખેલ હા ! કરતી, સ્વયં રામે અનુરકિત.

### રાગ એજ.

વિદેશી પંખીડા પ્યારા, ઉડી જાવું જગેથી હા !
નથી વસવું અહીં નિત્યે, વિસામો રાત્રીમાં લીધો.
ચડી સુમેરૂની ટોચે, ઉડી સુર વક્ષપર બેઠો
વિચારો આદર્યા ભારે. વિ૦
મદા ત્યાં મોહનો માળો, સબંધી સ્નેહમાં બાંધ્યો
મનોરથ સૃષ્ટિ એ ખોટી. વિ૦

અરે ! વ્હાલાં ! તણે સંગે, ભુલાયું ભાન ના ઢંગે
ખરા નિજ હાલ ભુલાયા, વિ૦
થતી ઇચ્છા ન ઉડાતું, જડાઇ પાંખ પ્રીતિથી.
ન કેમે બંધનો તુટે, વિ૦
ભજો મણિરામ જો હેતે, તુરતમાં જીવ તો ચેતે.
પતે પંચાત પ્રૌઢી જે, વિ૦

પદ રાગ એજ.

અરે ! ઓ ! કાળ ! પારાધી, ન અટકાવે કૃપાથી જો
ઝપાટો બાણનો તારો, રસિકતા પુર્ણ તો માણું
ઝપટ તવ બાણની લાગે, ખરે છે મોતથી મોંઘી
વળી સાકર થકી મીઠી, ગણીને મુકતતા માણું
કદી કોટયાવધિ બીજાં, તીરો તું ફેંકને સુખે
તથાપિ ભાંગમાં ભકિત, વ્યથામાં વ્હાણુ હું માણું
ધ્વનિ રસની વહે હૃદયે, મણિ મગ્ને બની એમાં
ગળે છે રામ કડી છેલ્લા, ન જાણું ના કશું માણું

રાગ એજ.

સ્વદેશી ! એજ ! બંધુઓ ! સુયોગી ભકત જ્ઞાની હો.
પરમ પ્રેમેજ વંદુ હો, સ્થિતિ તો એ નિરાળી છે.
સ્થિતીજ અવર્ણ્ય મનની જ્યાં, તદન સ્થિર શાંત મનવો જ્યાં
દિદારો રામના છે ત્યાં, પરાકાષ્ટા સ્થિતિ એ છે
સુયોગી યોગ તો કરતો, ચિંતવતો જ્ઞાની એ તત્વો
ભગત એ ભેદ ના જોતો, અવસ્થા અંતની એ છે.
તલ્લીનતા ઇષ્ટમાં થાયે, શરિર અભિમાન ભૂલાયે

વિરમતી વૃત્તિ જ્યાં ત્યાં એ, અજંપાની સ્થિતિ એ છે.
"સ્થિતી" એ એહદે જાતાં, હૃદયમાં સ્ફુરણા સ્ફુરતાં
મણિ રામેજ ચિંતવતાં, વિચારો કાવ્યમાં ઠરતાં.

## રાગ કાનડો.

ટાણે મળનારૂં નાણું, નાણે મળનાર ન ટાણું—ટેક.
ટાણા નાણાના નખરામાં, ટાણું છે શુભ શાણું
શાણપણું નાણાનું જાણ્યું, એ જાણ્યું ધુળ જાણું. ટા૦
નાણાના નિધિઓ પર એહું, છે ટાણાનું થાણું
નાણું ભાણું ઉપજાવે પણ, ટ ણું દેતું ખાણું. ટા૦
ખુબ ખમે નાણાની હાણું, તોયે ન વાયે વ્હાણું
ટાણે આફરડું એ વ્હાતું એ ટાણાનું લ્હાણું. ટા૦
ટાણું માનવ તનનું મોંઘું, કર હરિ હર ગુણ ગાણું
દિન મણિરામ પ્રભાત પ્રકાશે, માણું ટાણું આણું. ટા૦

## રાગ મોરલી વાગી.

મૂરતી મીઠી અમે રામ રામ મય દીઠી
સૂરતી મીઠી અમે રામ રામ મય દીઠી. ટેક.
અદ્વય એકજ અવધેશાની, પરમાનંદ પરમેશાની
અખિલેશ્વર એ અમરેશાની, ઉતરી ચીઠી. અમે૦
આત્મારામ અખિલ વિહારી, વિશ્વે વ્યાપક એ અવિકારી
તન મન તૃષ્ણા તુટી નઠારી, વિષય અંગીઠી. અમે૦
થાતાં શાંતિ શાંતિ શાંતિ, ભાગી ભવ ભય ભુંડી ભ્રાંતિ
પાકે રંગે ચળકે કાંતિ, પ્રેમળ પીઠી. અમે૦
બ્રહ્માનંદ ખુમારી ખાસી, ચડતાં આપે આપ પ્રકાશી
ચળકે રામ મણિમય રાશી, દીઠ અદીઠી. અમે૦

## રાગ એજ.

હર હર શંભો ! દળો દોષ દાહ દુઃખ દંભો;
સુખકર શંભો ! દળો દોષ દાહ દુઃખ દંભો. ટેક.
કરૂણાકર કરૂણા વિસ્તારો, જન અરિ કામાદિકને વારો
શત્રુ મોહરાજને મારો, મારી ચંભો. દળો૦
શમ દમ શાંતિ સુખોની વાડી, માંથી શંકા પંખી ઉડાડી;
અનુભવ જ્ઞાનાનંદ અગાડી, મુકો સ્તંભો. દળો૦
વસવા કૈલાસેજ સ્વદેહે, ન પડીયે ત્રિવિધ તાપ મય ચેહે
ભૂમિકા સાતે ચડીયે સ્નેહે, દેજો ખંભો. દળો૦
શિવકર સુખકર દુઃખહર વરીયે, ભવ સાગર સ્વાનંદે તરીયે
હેતે રામ મણિ મય કરીયે, શુભ આરંભો. દળો૦

## રાગ કૃષ્ણજી આવો આ સમે.

ઘુંટ ઘડીયે ભરાતો, ખુંટ કાળ આવે ધાતો
લુંટે ઝુંટે મદમાતોરે પ્રભુજી જાગો આ પળે.
હલાં હલાં હાય ! ભારી, આવી યમરાજ સ્વારી
હું તો સાવ બેઠો હારીરે. પ્રભુજી૦
આગથી ઉગારવાને, બુડયાને બચાવવાને
નિજ જન તારવાને રે. પ્રભુજી૦
સંકટ નિવારો વ્હાલા ! કેમ ઉંઘો રામ લાલા !
કરૂં મણિ કાલાવાલારે. પ્રભુજી૦

## રાગ એજ.

વેગે ચાલી બધી વૃત્તિ, દીસે ધારી ધીંગી ધૃત્તિ
કરતાં નિષ્કામ કૃત્તિરે આતમ જાગો આ ઘડી

અમે આવ્યાં બધું મુકી, આપ રૂપે પડયાં ઝુકી
મિથ્યા માયા માથે થુકીરે. આતમ૦
હોંશ ધારી અમે આવ્યાં, આપમાં તલ્લીન થાવા
નથી ચહ્યું બીજે જાવારે. આતમ૦
તત્પરતા તાલાવેલી, તન્મનાટે કાલી ઘેલી
દોડી દોડી આવી વ્હેલીરે. આતમ૦
મણિ જ્યોતિમાં મિલાવો, નિજાનંદમાં ઝીલાવો
રામ સ્વરૂપે ખીલાવોરે. આતમ૦

રાગ એજ.

પૃથ્વિ પાણી તેજ નહિ, વાયુ કે આકાશ નહિ
નિજ બોધ રૂપ સહીરે, આપજ આત્મારામ હો !
મન બુદ્ધિ ચિત્ત નહિ, અહંકાર નહિ નહિ
દઢતા લીધેલી ગ્રહીરે આપજ૦
અવસ્થા કે દેહ નહિ, વિભુ પણ તેનો નહિ
અસીમ ન સીમ રહીરે. આપજ૦
અજા કે પ્રજા હું નહિ; સત્યા સત્ય લેશ નહિ
મણિરામ રૂપ લહિરે. આપજ૦

રાગ ગઝલ.

ગ્રહિ લે ગમાર કંઠે, મણિરામ રત્ન માળા. ટેક.
સંસાર કામ કાળા. તણી ત્રોડ મંદ માળા
ધરી લે ઉરે અરે ! રે ! મણિ૦
મદ ખાસડાં તણી તું, ઝટ ફેંક દૂર માળા
દિલ ધાર તું દયાની. મણિ૦
નહિ તેમ રાખ અંધા, ખળ ડોક ઉંટ જેવી

પ્રિય પ્હેરી લે પ્રથમથી. મણિ૦

પ્રિય રામ રૂપ ત્રાગે, પ્રેયાં મણિ અભિન્ને
એ ધારી લે તું કંઠે. મણિ૦

રાગ માલકોશ

શરમ છે! શરમ! શું પુકારો નશીબ
કર્યાં કર્મ હીણાં રહ્યાં છો ગરીબ. ટેક.

પ્રયત્નો કરે ત્યાં નમે છે નશીબ
પ્રયત્ને રહે ના કદી કો ગરીબ. શરમ૦

પ્રયત્નો થતાં ત્યાં ડરે છે નશીબ;
પ્રભુની કૃપા પામતા એ ગરીબ. શરમ૦

પ્રયત્ને થતું પાધરૂં હા! નશીબ
થયા શ્રીમતો જે હતા હા! ગરીબ. શરમ૦

રટો રામ તો ફેરવાતું નશીબ
મણિ મેળવોને મટો ભા! ગરીબ. શરમ૦

રાગ આજની ઘડી રળિઆમણિ.

કરીયે ગુરૂદેવની પ્રદક્ષિણા
એક આદિ શિવ એજ મુર્તિ-દક્ષિણા જીરે. ટેક.

ચરણ-પંકજે ધરીજ પ્રાણ-દાક્ષિણા
બનો જ્ઞાન સાન દાનથી સુલક્ષણાજીરે. કરીયે૦

કરે કિંકર પર એ કૃપાની ઇક્ષણા
પછી વરસે વરસાદ પ્રેમ પ્રેક્ષણાજીરે. કરીયે૦

સુક્ષ્મ આત્મ તત્વની કરે નિરિક્ષણા
થતાં તેથી શિષ્યો ખરા વિચિક્ષણાજીરે. કરીયે૦

આત્મરામ દેય તત્ત્વમસિ લક્ષણા
રળે જન મણિજ ભક્તિ પ્રેમ લક્ષણાજીરે. કરીયે૦

રાગ એજ.

આજે આનંદ ભણી ભા ! વળો
શ્રીમન્નાથ પદમ પાદ પ્રેમથી ઢળોજીરે. ટેક.
નમન કરતાં વિનાશ થાયે આમળો
ત્યારે નાથ સ્વરૂપે જણાય શામળોજીરે. આ૦
કુંચી દેય ખુલી જાય તાળાંની કળો
ત્રૂટે ભોગળને આ બહિર નીકળોજીરે. આ૦
પરમ પંથ લક્ષ્ય લઇ ખરે પથે પળો
જ્ઞાન ભક્તિ સુભાવથી રસે રળો જીરે. આ૦
અભયતાથી મણિરામ પંક્તિમાં મળો
ભડક ભાંગી ભય ત્યાગી ભાઇલા ! ભળોજીરે. આ૦

રાગ ઘેલી મુને કીધી શ્રી નંદજીનેનકે.

મસ્ત હું તો થઇછું શ્રી રામ રસ રંગે
ભૂલી હું તો ભાન સાન ના રહેલ ઢંગેરે ટેક
માત્ર અંજલીમાં મેં રામ રસ લીધો
ચાખ્યો જરા હજી તો ના અંજલીય પીધો
મસ્ત રસે નિશો ચડાવી ખૂબ દીધોરે. મસ્ત૦
લાગીએ ખુમારી હા ! ખૂબ એ નિશાની
ભૂંસી દીલ પટથી સંસારની નીશાની
છૂટી છેક ગઇ છે ગમ દિનને દિશાનીરે મસ્ત૦
બોલું કે ન બોલું એ ભાન કોણ રાખે
ડોલું કે ન ડોલું એ સાન કોણ દાખે
જાણેજ દશા રસનો આ સ્વાદ જેહ ચાખેરે. મસ્ત૦
મેલાય મણિ કકંરો કદાચ હા ! મહાતા
મૂકાય કદી કંકરો ને રામમણિ સ્હાતા
ન ભાન કોઈ નિંદે કે કોઇ કહિ વ્હાતારે. મસ્ત૦

## રાગ કાગળ કૃષ્ણુજીને આપજો.

પત્ર પ્રેમનો પઠાવે પ્રભુ પ્યારી
કળમાં પુરા બળમાં પુરા અયોધ્યા વિહારી ! બલિહારી ટેક.
ચિત્ત આપનાજ ધ્યાનમાં ચડેલું
તોય તનડું કેમ કેદમાં પડેલું
ઘટીત ના ઘટીત કેમ તે ઘડેલું
કર્મે માથાકુટ લખી શી ! રાવણુ સંગ ભારી, બલિહારી ! ૫.
ક્ષણું એક ચિત્ત આપમાંજ રાખે
થઈ સ્વતંત્ર તે સ્વરાજ સુખ ચાખે
કુડા કષ્ટ બધા ક્ષાર સિંધુ નાંખે
મુજ માટે થ્યા નિયમો બધા વિકૃરીને, વિકારી બલિહારી ! ૫૦
પડી પરવશે કો નામ પ્રભુ લેતાં
બધા બંધનો તૂટેજ રામ કહેતાં
સ્થિર થાય જે જતા હતાંજ વ્હેતાં
મુજ માટે શું બંધ થયેલી છેક છુટયાની બારી, બલિહારી ! ૫.
તત્ત્વ પ્રેમ મણિ મારૂંને તમારૂં
છેક જાણે આ કઠોર ચિત્ત મારૂં
વસે તવ પદાબ્જે તે સદાય ધારૂં
રામ રસાળા રાડ સુણો આ કરગરી હું હારી, બલિહારી ! ૫૦

## રાગ એજ.

અર્ધ અંગની ન ખોળજોજી ! ખામી
ઝટ વિચારો દુઃખ નિવારો સુર્યકુળ સ્વામી ! બહુનામી ! ટેક.
જીભ દાંતથી દબાય કોય ટાણે

નહિ દાંત તે પડાય કદી વ્હાણે
અંગ ઐકય ભાવ સુજ્ઞ જનો જાણે
ઐકય ગયું આપણું શું ભિન્નતા હું પામી, બહુનામી ! અ૦
ગરમ જળ વડેજ ઘર કદી બળે ના
કદી ડાંગ માર્યે જળ જુદાં પડે ના
અંગ દોષ અંગ લઇ કદી લડે ના
દોષ કર્યો મેં કાંચળી ઇચ્છી પણ હતી અકામી, બહુનામી. અ૦
દુઃખ ડુંગરા અરે ! શિરે ઢળેલા
કષ્ટ કિલ્લા ચોગમ ફરી વળેલા
દુઃખ દરિયા ચોપાસ ઉછળેલા
લક્ષ્મણને કટુ વેણ કહેલાં તોય પતિ અનુગામી. બહુનામી. અ૦
મુઠી બાધી ભલી પ્રભુજી અહીં પધારો
ઇચ્છીત આપનું કરી બધું સુધારો
વિગત વાતની વધુ નહિ વધારો
રામમણિ નિષ્કામતા જામી એજ અભેદહામી. બહુનામી ? અ૦

### રાગ નજર કરો નાથ જરા.

સગુર ! સગુર ! શાંતિ ! શાંતિ ! શાંતિ નામ પ્યારૂં
હરિઃ ૐ ! હરિઃ ૐ ! શાંતિ ધામ તારૂં. સ. ટેક
સજ્જનતા શાંતિ સહી, શાંતિ સ્વરૂપ સ્નેહ
શાંતિ દાંતિ સંક્રાંતિમાં, સ્વાત્મિયતાનો ગ્રેહ
ખબર કરો વિશ્વનેજ, શાંતિ સ્થાન મારૂં. સગુર૦
શાંતિ તપને યોગ છે, શાંતિ ભક્તિ જ્ઞાન
પરા ભક્તિ એ શાંતિમાં, શાંતિ એ વિજ્ઞાન
વિશ્વમાંથી વૈર આગ શાંતિ જળે ઠારૂં. સગુર૦

શાંતિ પદની સમજ એ, ગુરૂ કૃપામૃત સ્નાન
શાંત સદા શિવથી મળી, તેનું કીધું દાન
માન ભાન સર્વ તજી, શાંતિ સદા ધારૂં. સગુરૂ૦
તન મન વિકળ બની રહે, પણ રહે આત્મા શાંત
પ્રશાંતતા મણિમાં ઝગે, રામ રમાના કાંત
અમર અજર અડર એજ, શાંત શાંત સારૂં. સગુરૂ૦

## પદ રાગ હાલરડાનો.

હાલો ! પોઢે પારણીયે મારો રામ લાડીલો. ટેક.
ધ્રુસકે ધીંગા ! રો નહિ તું, વ્હાલા મારા વીર !
શાંત સ્વરૂપે છો સદા તું, ધારણ રાખે ધીર. હાલો.
પરમ અભય પરમ સબળ, કાળનો તું કાળ
દેવ દનુજો ડરતા દેખી, હા ! અનુપમ બાળ. હાલો.
સુંદરતા તુજ આત્મ સ્વરૂપે, ખીલી રહી આ ખૂબ
હાશ ! મધુરાં ગીતડામાં તું, દીશે આમેહુબ. હાલો.
રામ રઘુકુળમાંજ મણિ તું, જગનો જીવન પ્રાણ;
તારણ કરવા વિશ્વ તણું તું આવ્યો રવિકુળ ભાણ. હાલો.

## રાગ ગઝલ.

કાદંબરી કથામાં, શું સંત કાશ કરતા. ટેક.
સ્વાત્મિય લાભ ચુકી, સ્વાનંદ રાશી ફુંકી
આ વિશ્વની વ્યથામાં, શું સંત ! કાશ કરતાં
છોડી કુબેર પદને, ધન રાશીને ધકેલી
બહુ ચિંથરા જથામાં, શું સંત ! કાશ કરતાં
રામામૃતે વિરાગી, રામામૃતેજ રાગી

થઇ; નીરને મથ્યામાં, શું સંત! કાશ કરતાં
મણિરામ સ્વાત્મ સિધ્ધે, મસ્તાન એ પ્રસિધ્ધે
છટ! કાંકરા વૃથામાં, શું સંત કાશ કરતાં.

## રાગ સુંદરવરની ચુંદડી.

જાણે મસ્તોની મસ્તી તે કોક મસ્તાનીયાં માણતાં
શીદ સમજે સંસારીયાં લોક, દિલે દ્વેષ આણતાં. ટેક.

શુરા વીરા ધીરા હોય તે, જાણે ધીંગાણાનો સ્વાદ;
કાયર કલ્પી તે નહિ શકે, ફોક્ટ કરતા ફરે બકવાદ. મ.

સ્વામિ સંગે સતી સંચરે, તેનો શંખણીને શું ખ્યાલ;
સર્વસ્વ હોમે ભકત ભાવથી, થાય નાથના નેહમાં ન્યાલ. મ.

દીપ પતંગ જળ મીનને, ઇંદુ ચાતક રવિમાં કોક;
પ્રેમે અનન્ય બની રહ્યા, માન્યું ઇષ્ટ વિના બીજું ફોક. મ.

મસ્ત ફકીરી મણિરામની, ચડે દીન દીન દો ગુણ રંગ;
સ્વાનંદ સ્વાત્મ સ્વરાજ્યમાં, બેઠાં તખ્તે જીતી વજ્યા જંગ. મ.

## રાગ ધોળ,

મોંઘી મસ્તી મસ્તાનની, મસ્તો એમાં ગુલતાન;
સોંઘી કરતા તે વિશ્વમાં, ફરતા ભૂલીને ભાન. મોં. ટેક.

ગાતાં પંખી સ્વરૂપથી, નિત્યે આત્મિય ગાન;
ધડુકે સિંહ સ્વરૂપમાં, ભમતા મસ્તીમાં રાન. મોં.

વરસે મેહુલાના રૂપમાં, ઝબુકે આપે હા! વિજ;
ઉગે પૃથ્વિમાં મસ્ત તે, નોખાં અનોખાં બીજ. મોં.

તપતા સૂર્યે નિજ કેન્દ્રમાં, વરસે અમૃત થઈ ચંદ્ર;
ગરજે ગગને ઘન ઘોરમાં, આપે આપ એ ઇંદ્ર. મોં.

નદીઓ ઝરણામાં ખળખળે, રમતા મધુરા કરી નાદ;
મણિમય જયોત એ મસ્તની, રામામૃતનો લે સ્વાદ. મોં.

## રાગ લેને લેને લ્હાવ.

જોને જોને જાતી જોગા ! જુવાની જળી
જુવાની જળીરે જેવી જાતી વીજળી. ટેક.
કાચો કુંભ કાયા કોઠા ! શકયો ના કળી;
પાણી પડયો પલમાં પીંડો જતા ઓગળી. જોને૦
પંચભૂતનો લોચો આ રહેલો મળી;
કાળનો ઝપાટો વાગે જશે એ ઢળી. જોને૦
સ્વપ્ન ખેલ ખોટા તેમાં જતો કાં ચળી;
ઉંઘમાં જણાતા જાતાં જાગતાં ટળી. જોને૦
ખોટા ખેલ માંહે સાચી સાધુ મંડળી.
મણિરામ રળ, જા, સંગે હડીલા હળી. જોને૦

## રાગ એજ.

અરે ! અંતવેળા મારો હરિ આવશે;
હરિ આવશે રે સાચો સ્નેહિ આવશે. ટેક.
ધ્વજા નિજ બા'ના કેરી, ફરકાવશે
જનને નિવાજવાને મોજુ લાવશે. અરે૦
આકરી વેળાએ પ્હોંચી જશે ફાવશે;
જમને મારીને ત્રાડી, એ હઠાવશે. અરે૦
રંકને રાજી કરીને હા ! બચાવશે;
દીનનો દયાળુ દીલે દાસ દાબશે. અરે૦
ચિંતામણિ સ્પર્શી, શાંતિમાં ઠરાવશે
રામ રામ હા ! અભેદે, તે ભજાવશે. અરે૦

### રાગ નામની નામની નામનીરે.

હાટડી હાટડી હાટડી રે અમે માંડી હરિ રસ હાટડી. ટેક.
મોટા ઝવેરી હેતેથી આવે, છોડે ચિંતામણી છાંટડીરે. અ૦
માણિક મોતી હીરા ખરીદી, જાતા ગ્રાહક રામ વાટડીરે. અ૦
છાના વિચરે દેશ વિદેશે, ઓઢીને પ્રેમ ધન બાટડીરે. અ૦
મણિ મોઘેરા સાટવે સ્નેહે, સાચવે રામ રસ પાટડીરે. અ૦

### રાગ ઓધવજીરે ધટે તમને.

અરે ! જીવ ! જગત રચ્યું તેં તો
મુકે જ્યારે મનથી મનન એ તો. ટેક.
તારાં કર્યાં કર્મજ છે જો તે, મરણ વિના નિત્ય મરે મોતે
અસારમાં સાર તે શું ગોતે અરે૦
સ્વપ્ના માંહે સૃષ્ટિ ઘણી કીધી, ભોગ ભોગવ્યા ને લ્હાણો લીધી
જાગૃત થાતાં સર્વેની અસિદ્ધી. અરે૦
રાત્રી અવિદ્યારૂપી જ્યાં સુધી, દેશકાળ વસ્તુ છે ત્યાં સુધી
અનુભવ લ્હાણે ન ઉપાધિ. અરે૦
ક્યારે અને કેમ એને ગોતો, જોયું ત્યારે દૃષ્ટે પડયું તેતો
મણિરામ દૃષ્ટે દીઠું એ તો. અરે૦

### રાગ પકડી આંબલીયાની ડાળ.

કરીયે વિવેકી વ્હાલા સાધુ સંત રે આવોતો જ્ઞાન ગોઠડીરેજી.
સદ્બુદ્ધિ ભુમી હૃદયાકાશે
તન તરૂવર શીળી છાંયરે, ઉઘાડું દિલ કોટડીરેજી. કરિયે૦
ભક્તિ સુધારસ ભોજન જમીયે;
સાર વિજ્ઞાન સુંદર સ્વાદરે, બકે શું વાણી તોતડીરેજી. કરિયે૦

સબીજ સમાધિ સેજ બિછાવું;
કરીયે કેલી કેવળ રૂપરે તજીને વૃત્તિ તોછડીરેજી. કરિયે૦
બ્રહ્મ મણિમય મોદ મચાવી;
અનુભવિયે આતમ રામરે, ઉકેલી માયા કોકડીરેજી. કરિયે૦

રાગ એજ.

ગિરિવર ગગન ગુફામાં શિખરે શૂન્યરે, પરમ પિયુની ઝુંપડીરેજી
મુળ આધારથી માશુક ઉપડી
પિયુ કને પુગ્યાને તલખાટકે ફાટલ વૃત્તિ ખુંટડીરેજી. ગિ૦
ષટ ચક્રોના ન ગણે રોદા
તેજણુ જતી છારકત વેગરે ધરેલ વૃત્તિ કુંઝડીરેજી. ગિ૦
અવઘટ ઘાટે વાટ કરી લે
પરમ પ્રબળ ઓઢેલ આપરે પ્રિતમવરની ચુંદડીરેજી. ગિ૦
રામ સરાહે ધન્યા ધન્યા
પિયુમય બની રહી તલ્લીનરે, પરમ પદમાં કુ઼ં પડીરેજી. ગિ૦

રાગ મુરખ લોક તે શું જાણે.

ભલી ભક્તિ તો ભજાવે મારાં ભાઇલારે
કાયર, કુડા રણમાંથી ભાગી જાય, જઇ સંતાય. ભલી૦ ટેક
પડે બુંબ શૂંણે રીડ શુરા દોડતારે
નપુંસકને નાઠાને અધિકાર, હા ! લાચાર. ભલી૦
લીલાં માથાં લઇ હાથ ધીરા ધુમતારે
બીક મરવાની કોણ ત્યાં ધરનાર, ના દરકાર. ભલી૦
પેટ ઘોંચી કટાર ઝુંઝે જંગમાંરે
મણિ કરમાં ને મૂખે જપે નામ, હૃદય રામ. ભલી૦

### રાગ એજ.

અજબ જ્ઞાન બાજી જ્ઞાની ખેલતા દીસેરે
નહિ અજ્ઞાનો લેશ ત્યાં પ્રવેશ, આઘો દેશ. અ૦ ટેક.
સૂર્ય ગતિથી એ અધર પંથ કાપતારે
અંધ પંગુ ત્યાં છેક છે લાચાર, નિરાધાર. અ૦
આત્મ શકત્યાએ ગગનપાર ગાજતારે
નાચે અગ્નિમાં આપ રૂપે આપ, શુદ્ધ બાપ. અ૦
સ્વાત્મરામ મણિ દામિનીની દમકમાંરે
ઝલક ઝબુકે પદ એ અવાચ્ય હાશ ! ચિદાકાશ. અ૦

### રાગ એજ.

અલખ આવો આવો અમારા દેશમાંરે
આપ આવ્યે અજવાળીયાંજ થાય, તિમિર જાય. અ. ટેક.
અલખ ! લખ અજન્મ ! જન્મ ધરી આવજોરે
દીન વત્સલા ! દયાળ ! દીનાનાથ ! અહો હાય. અ૦
કરૂં લખ તૈયારી અલખને વધાવવારે
મટું લખ હું એવું કરૂં સન્માન, લઉં નિશાન. અ૦
અલખ એ પદાબ્જ સ્પર્શ મણિ દિવ્યતારે.
કરે લાખો લખ અલખ આત્મરામ, હા ! વિશ્રામે. અ૦

### રાગ બાઝલ બુલબુલ.

કનકમય કાંતિથી ઝગતો, નવલ ભાનુ ઉગ્યો આજે
અમુલો એ ખરો વ્હાલા ! નિવાજો સર્વ શુભ સાજે
સુહર્ષે વર્ષના દિવસો, બધા આનંદમાં જાજો
પરમ સત્તા પ્રભુ કેરી, સદા શિર ઉપરે ગાજો
વિલાસો હૃદના પામો, રહસ્યો વેદના જાણો

પિછાણો ભક્તિની શક્તિ પ્રણયની રેલ ઉર આણો
મણિ મંડિત માનસમાં, બિરાજો રામની મૂર્તિ
ઉણપ લેશે રહો ના, ના, થજો સૌ સિદ્ધિની પૂર્તિ

રાગ એજ.

ચિરઃ સ્મરણીય વિક્રમનાં, અહો ! આ બેસતા વર્ષે
કુટુંબે ધર્મ અર્થોને, સુલાભો મોક્ષના વરસે
સુશાંતિ સુખમાં ઝીલો, મળો કલ્યાણની લ્હાણો
થજો સૌ માંગલિક માર્ગો, ઉઘડજો મોદની ખાણો
ધરામાં ધીરતા જામે, સકળ વિશ્વે સુખાબ્ધિની
સ્વ લ્હેરો ઉઠતી રહેજો, ટળો ભીડ આ ભવાબ્ધિની
પ્રકાશ્યો દિન મણી ગગને, હૃદયમાં તેજ ઝળકેલું
દઉં આશિષ આનંદે, સદા રહું રામમાં ખેલું

રાગ એજ.

સુના સંસારમાં જોતાં, નથી કો હે ! પ્રભુ ! મારૂં
સુના સંસારમાં રહેતાં, શરણુ છે એક હા ! તારૂં
સુના સંસારમાં લ્હોતાં, ન આંસુ કોઇ આ મારૂં
સુના સંસારમાં વ્હેતા, શરણુ૦
સુના સંસારમાં કહેતાં ન માને કેંણુ કો મારૂં
સુના સંસારમાં રહેતાં, શરણુ૦
સુના સંસારમાં લેતાં, શરણુ મણિ રામનું સારૂં
અસુન સંસાર તે કરતું. શરણુ૦

રાગ એજ.

વિદેહી રામને ધ્યાને, ધરંતા વૃત્તિ તે બનતી
સદા એ શૂન્યની પારે, રહી તે રામમય ભમતી ●

હૃદયમાં રામને ગોતે, શુદ્ધિ જ્યાં દેહની થાતી
ન ભાળે રામ તે રમતાં, ભ્રમણમાં ભાટકે પાછી
ત્રિકાળી સાધનો સાધું, ન જોતી એજ છટકેલી
ગીતાનું ગાન ભુલીને, રહ્યાં ત્યાં આંસુડાં રેલી
અહો ! એ જ્ઞાનની યાદી, સ્મૃતિમાં સ્ફુરણો થાતાં
મણિ વિજ્ઞાન રસ રામે, ઝીલંતા જ્ઞાન એ ગાતાં

રાગ એજ.

વૃત્તિને રામ ઉપદેશે, બની જા રામ રૂપે તું
સમાગમ સુખ શે ! માણું, બનું જો રામ રૂપે હું
ભ્રમર કીટના ન્યાયે, થતું જડ ચેતનાકારે
થતી પુરૂષત્વની પ્રાપ્તી, રહું જો રામ આકારે
બને જો વૃત્તિ રૂપે તું, બનું જો રામ રૂપે હું
ગુરૂજી રામ કહો છો શું ? બની શિષ્યા વૃત્તિ પુછું
ન હું તું તેમના વૃત્તિ, અખંડાકાર છું રામે
ખરી નિવૃત્તિ વૃત્તિની, અવસ્થા એ સ્વયંધામે

રાગ સહીચારી,

પ્રેમા અહા ! હો ! પ્રેમા અહા ! હો ! મીઠા ! મધુરા ! પ્રેમ ! અહા ! તું
ખુબ જમાનાથી તું વ્હાલા ! ઝુલ ઝુલાવો દેય મહા તું
શત્રુને મિત્રે સંતાતો, નિંદા સ્તુતિમાં પળમાં પેસે
ગુમ થતો ખુશાલી મદમાં, ને મુશ્કેલી દુઃખના વેશે
જીવન ચર્યા કઠિણ ક્રિયામાં, કદી કદી તું જતો લપાઇ
કાં તો હાની લાભ ગણતરી, માં તું વસતો રહી છુપાઇ
આજે સૌમાં પરખ્યો પ્યારા ! રામ મણિ સ્વાનંદિ તેજે
ભુલામણીમાં ભ્રમ ઉપજાવ્યો, પણ આજે આ વધાઇ લેજે

## રાગ સહીચારી.

સ્વાનંદી સાગર છેલાવું, પ્રેમળ છોળે હા ! હા ! આજે
વિશ્વ બધાંને પ્રેમાનંદે, ઝીલાવું દુર્ભાગી લાજે
સામે થાવા સત્તા કોની ? જો હોયે તો ભલે પધારો
મંડળ જગનાં ને મત પંથો, મારાં સર્વે સુખ સુધારો
સ્નેહ સુવૃષ્ટિ વરસાવું છું, ત્યાં તો સર્વે ના—ના મોટા
ભલા અને ભુંડા એ સૌમાં, સત્તા મારી ના નહિ ટોટા
શાંતિ સુખમાં ઝીલો જાગી, આત્માનંદે મારો તાળી
મણીમય સૃષ્ટિ રામ રસાળે, રચીને વ્હેમો દીધા ટાળી

**રાગ—ગોપીજનના તો પ્રાણ મારા પ્રભુજીની પાસે.**

પ્રેમીલાં જનની વાતો જુઠડાં શું જાણે,
ભડકે દેખીને ભલા ભક્તોના ભાવ, પ્રીતિ રીતિમાં બીતિ નહી
ભક્તોને ભાસે.

સાકરને સ્વાદે ખરનું મોતજ થાયે,
શોખીલા જનને મિશ્રી ખાધાનો દાવ. પ્રીતિ.
ભેંસોને ભાગવત કામ ન આવે,
વૈષ્ણવ વીરને તે કંઠના પ્રાણ. પ્રીતિ.
દીપાંને દીવાં સાથે વેર વસેલું,
પ્રાણ પતંગ ત્યાં હોમે સૂજાણ. પ્રીત.
ઘુવડની આંખે સૂરજ અંધારૂં આપે,
ચકવાનો જીવ દેખી હુલસે અપાર. પ્રીતિ.
અંધાને આરીસો લોઢીસમ લાગે,
આંખોવાળાને મૂખ દેખ્યાનું દ્વાર. પ્રીતિ.

બીલાડી ખીરને ઓકીને કાઢે,
પશુ માનવને તે પ્રાણ આધાર. પ્રીતિ
મોતીનો ચારો સારા હંસો ચરે છે,
બગલાનું મોત માનસરે નિરધાર. પ્રીતિ
સંપની વાતમાં સમજે ન કુતરાં,
સજ્જનો સંપ રાખી નમતા તો જાય. પ્રીતિ
સ્નેહ લાગેલો જેને જેવી ચીજોમાં,
તેની ખૂબી સારી તેને સમજાય. પ્રીતિ
પ્રેમની વાત બુરી પલીતને લાગે,
રસીયા રમે છે રંગે રઘુવર સાથ. પ્રીતિ.
રંગીલા રંગની છોળો ઉડાડે,
રંગમાં ગાય મણીરામની ગાથ. પ્રીતિ.

રાગ—વહાલો મારો સાચાનો સંગાથી રામ.

પ્રભુ પ્રિયતમ પ્યારા હરિને રામ, લખું નાની ચીઠી,
હરિ વાંચો પ્યાર ધરીને રામ, લખું નાની ચીઠી. ટેક.
મેં પાપે નવ પાછું જોયું, કુળ બાપતણું પણ બોયું,
નર તન ફોકટમાં ખોયું, રામ. લખું.
દેવા કર કર્યો ન લાંબો, લેવા ચાહું છું આંબો,
બાવળ વાવ્યો નહીં આંબો, રામ, લખું.
હિંસામાં કાઢી હડીયો, નથી મારો જગ કોઇ વડીયો,
અંગારે ભરીયો પડીયો, રામ. લખું.
કામી ક્રોધી કંકાશી, લુચ્ચો લુંડો શંકા શી ?
મન આગ બળે લંકાશી, રામ, લખું.

ભટકયો ભામિનિયો પુઠે, હું ગયો ઘસાતો ઠુંઠે,
હવે કેમ હરી તું ત્રુઠે રામ, લખું.
માથે મોવાળા જેતા, પૃથ્વિ રજકણુ કહો કેતા,
અપરાધ કર્યાં મેં તેતા, રામ, લખું.
નભ તારા ગણી શકાયે, મુજ પાપ નહિ અંકાયે,
હું મોંઘો એક ટકાએ રામ, લખું.
અપરાધો રામ ન જોશો, પોતાનો જાણી પોષ્યો
સો દૂર કરીને દોષો, રામ, લખું.
ફળ આધિન થઇ નિજ બળને, મુકી વૃક્ષ વરે ભૂતળને,
કદી ઝાડ ન વિસરે ફળને, રામ, લખું.
અગ્નિ શીર ધૂમ ધરે છે, તૃણ ભાર ગિરિ શીર ભરે છે,
સાગર શીર ફીણ ફરે છે રામ, લખું.
હું આડો અવળો વાંકો, હરિ અમિત કર્યાં છે વાંકા,
વાંકા પણ પ્રભુ કહો માંકા, રામ, લખું

## રાગ—પુનમચાંદની.

છે અવિનાશી એવી રીતી તારે આંગણેરે,
અશરણ જનને શરણે રાખ્યાની છે ટેવ
તેથી સવાલ નાંખ્યો પોકારી મેં માંગણેરે
દાતારી તારી દેખાડી દેને દેવ, છે૦

સ્વભાવ કોમળતા ભર્યો, કરૂણાનો ભંડાર,
વિના કારણે પણ ગમે, કરવો પર ઉપકાર.

સાધન હીન દીનને પીન બનાવે પ્રેમથીરે
કર્મ પુટયાને કર્મી કરતો તુંજ કૃપાળ
વ્હેમીલાને વાળી તુજ બચાવે વ્હેમથીરે
એવો શરણાગત વત્સલ તું એક દયાળ, છે૦

પાપ કરી પથર થઇ, ગૌતમનો ધરનાર;
ચરણુ કમળ રજથી કરી, પાવન જગ સરકાર.
હિંસાપર પ્રીતિ નીત ભીતિ નહીં જેહનેરે
એવાં ભીલડાં ને ઉધાર્યાં આપ્યું ધામ
વનચર વાનરથી પ્રીતી તેં બાંધી વ્રેહથીરે
વિણુ શક્તિએ તેંજ કરાવ્યાં મોટાં કામ. છે૦
પંખી જાતે ગીધડો, માંસ તણો ખાનાર;
એવું આપ્યું સ્થાન જ્યાં, જોગી નહિ જાનાર.
શું સાધન ! શું કર્મો ધર્મો યોગ કર્યાં હતાં રે
પણુ પ્રિયતમ તારે કયાં છે તેની દરકાર
સન્મુખ થાતાં સહેજ સાધન સર્વ થઇ જતાં રે
બળિયાં બાનાંને નથી અડતો કદી વિકાર. છે૦
લોક વેદ મત બ્હાર જે, તેનો પણુ સ્વીકાર:
કીધો કરૂણાસિંધુ તેં, નથી કર્યો ધિક્કાર.
પ્રીતિ જાણી કરૂણા આણી પ્રાણી પાળીયારે
દારૂણ દુઃખથી દુઃખીયા તેજ ઉગાર્યા નાથ
પ્રભુ જન માટે બાના—ના ખાત્રા શું દાળિયારે
રામ ન ઘટતું એવું પકડી લે પ્રિય હાથ. છે૦

રાગ ઓધવજી સંદેશો.

અવસર આવ્યો આવો પાછો નહિ મળે
નાણું મળશે ટાણું નથી મળનાર જો
જાગ જાગ જીવડા નિંદ્રાથી શું રઝે
ઉંઘવિષે નથી આત્મસ્વરૂપ રળનાર જો. અવસર.
વખત તણી ખુબી છે ખાસી ખોટડા
ખો માં ખેર ગયોજ નમી જડનાર જો
ભાંગ ભાંગ તું ભૂલ થઇ તે ભોટડા
નહિં તો નર્ક વિષે નક્કી પડનાર જો. અવસર૦

તક તીર છુટયું તે પાછું નહિં વળે
અંતે આંધા લોકો છે હસનાર જો
સમજાવું દૃષ્ટાંતે મરડા માં બળે
સમો પકડવા થા સામો ધસનાર જો. અવસર૦

જીવતાં બાપ તણી તો સેવા ના કરી
અંતે મેલી ઓઢી માથે પોક જો
પોક મૂકે નહીં શોક જવાનો છે જરી
બગડે બાજી વધુંમાં હસશે લોક જો. અવસર૦

પ્રાણ છતાં નવ દાન કરાવ્યું હાથથી
પાછળ રોવું તે છે સર્વે ફોક જો
છેવટ ફુલ શાં બોળે ગંગા પાપથી
બાપો મેળવશે નહિ લોક વિશોક જો. અવસર.
ચેત ચેત ચિંતા મન રાખીને સદા
દાસ પ્રભુ થા રામચરણનો આજ જો
રામ નામની ફેરવ જમ સામે ગદા
નહિં તો આખર છો તું જમનું ખાજ જો. અવસર૦

## રાગ એજ.

પ્રીતિ જે છેટું તેને પાસે કરે,
દૃષ્ટાંતે કરી લેને જીવ વિચાર જો;
લાખો કોશ ઉંચો ગગને ચાંદો ફરે,
ચકોર ચંદ્રે બની રહે એક તાર જો. પ્રીતિ.

આકાશે વાદળી ઉંચેરાં ગડગડે,
ટહુકા મોર કરે વસી વન મોઝાર જો,
એને તો આવ્યાંની ભ્રાંતિ ના નડે,
હેત હૈયામાં તેથી ટળ્યો વિકાર જો. પ્રીતિ.
કોડ જોજને સૂર્ય રહ્યો નભમાં ફરી,
ચકવાનું છે તેની સાથે તાન જો;

છેટું હોવાની પીડા તેની પરી,
માત્ર નજીકતામાં જ રમે ગુલતાન જો. પ્રીતિ.
જેના જેના ચિત્તે જે વસ્તુ રહી,
તે જનને નથી તે આઘેરી લેશ જો;
પ્રેમ ભાવથી આઘું કંઇ રહેતું નથી,
જે સ્થળ હોય તે તેને બનતું બેશ જો. પ્રીતિ
સ્થળ સાથે સંબંધ ન તેને છે જરા
ચોટયું મનડું પ્રેમ સ્થાનમાં સ્થિર જો;
ભાન ભુલી ભમી જાયે એવા જન ખરા,
અંતરમાં આનંદ ન થાય અધીર જો. પ્રીતિ.
એવા પ્રેમી પ્રિયતમથી રંગે રમે
આત્યંતિક સુખ તે કાળે દરશાય જો;
પતિને પણ પ્રીતી રસ પૂરો તે ગમે,
પિયુજી પણ વારે વારે હરખાય જો. પ્રીતિ.
પ્રેમ તાંતણે બંધાયો તે ના છુટે,
બળિયો પણ નિર્બળસમ ત્યાં બંધાય જો;
લહેજત લાખગણી લાખેણી તો લૂટે,
સીતાપતિમાં સ્નેહ શૂરે સંધાય જો. પ્રીતિ.
સાચી સ્નેહ સુરા પી છાકી જાય તે,
તો પણ પીતાં પીતાં તે ન ધરાય જો;
પડતાં પડતાં પણ ઉઠી પીવાય તે,
રામ મણિ રસ પૂરો ત્યાં ઠેરાય જો પ્રીતિ.

રાગ એજ.

સેવા કરતાં મેવા હાથે આવશે,
સર્વ ભાવથી વિશ્વંભર દેખાય જો;
મનના જે અભિલાખો તે પુરા થશે,
જુદું જુદું લેશ નહીં લેખાય જો. સેવા.

સેવ કરીને ફળ સેવા લેવા ચહો,
અન્ય સુખની આશા બાળો બંડ જો;
સ્વર્ગ અધિક સુખ આ અવનિમાંહિ લહો,
પ્રતાપશાળી સેવા અતિ પ્રચંડ જો. સેવા.
હરિ આજ્ઞા જેવી સેવા બીજી નથી,
તેથી સંતોષે મન તદ્રૂપ થાય જો,
તોષ વિના સેવન સાધન કહ્યું ના કથી,
ભકત જનોની ભવની ભાવઠ જાય જો. સેવા.
બને બધું તે ઇશ્વર ઇચ્છા માનવી;
સુખ દુઃખ થાતાં લેશ ન મન અચકાય જો;
આપદને આનંદ સમાન ગણે જવી:
મોહ ધરીને મનડું નવ મચકાય જો. સેવા.
લાજ બાજને ગોળી મારી મારવો,
લોકોનાં વચનો નહીં ધરવાં કાન જો;
વિપતિ ભાર પડે તે સૂખરૂપ ધારવો,
કદી ન ત્રુટવા દેવું દિલનું તાન જો. સેવા.
સુતવિત નારી ત્રણુ તૃષ્ણાને ત્રોડવી,
રઘુનંદનમાં રહેવું ધારી ધ્યાન જો;
દુરિત દુરાશા દંભી વૃત્તિ છોડવી,
ટાળી દેવા ત્રાસ અને તોફાન જો. સેવા.
અવિચળ ભાવથકી ભજવો શ્રી નાથને,
પ્રસન્નતા પણ ઇચ્છવી તેની રોજ જો;
સોંપી દેવો પતિને હાથે હાથને,
મન મોહનમાં માણી લેવી મોજ જો. સેવા.

એવી સેવા સ્નેહે સરખી સાધની,
સરલપણું એ છે સંસારે સાર જો;
રામમણિમાં પ્રેમી વૃત્તિ બાંધની,
તેથી ઝટ ઉતરાશે ભવજળ પાર જો. સેવા.

## રાગ બેડાં મારા નંદવાસે.

હરિ ! ટાણે નહીં જો પ્હોંચાય, બાના તારાં જોખમાંશે,
સ્વામી સમે નહીં સચવાય, બાનાં તારાં જોખમાશે.
દીલ એથી મારૂં કચવાય, બાના તારાં જોખમાશે;
મન ગોટે ઘણું ગુંચવાય, બાનાં તારાં જોખમાશે. ટેક.
હું તો વાળેલ પાનીયું, તરેકોનું છું જહાજ;
અવળા ધંધા કર્યા અતિ, નથી કીધાં કદીયે સુકાજ. બાનાં.
લાજ તજી છે લોકની, પરનીંદામાં પ્રેમ;
આગ અંતરે શોકની, નથી સાચવ્યાં યોગ ને ક્ષેમ; બાનાં.
મનમાં ભડકા મદ તણા, અભિમાને છું અંધ;
જગ જંગલમાં ભાટકું, સુઝે ઉંધા ઉંધા સ્વામી ધંધ. બાનાં.
વિષય વાસના અંતરે, ભરી રાખી ભયકાર;
સંભાર્યા નહીં શ્યામને, નથી કાઢયા કુબ્હેમ બિકાર. બાનાં.
સુત વિત નારી સ્નેહમાં, બંધાયો છું બંડ;
પાપ કર્યામાં પ્રીતડી, બહુ પાપે પોષ્યું છું આ પંડ. બાનાં.
કામ નકામાં બહુ કીધાં, ભૂંડા પારાવાર;
આશા શાને રાખવી, જઈશ હું કયાંથી આ ભવપાર. બાનાં.
મારાં કર્મવડે નથી, અંતર એકે આશ;
હાથ પડયા હેઠા હરિ, હું તો છેક બન્યો છું નિરાશ. બાનાં.

તું તારે તો હું તરૂં, બીજો નથી ઉપાય;
અરે શું બાનું લાજશે, મને ચિંતા ચિત્તે ઘણી થાય. બાનાં.
લજવાશે બાનું કદી, પછી ભજવાનું કોણ;
વિચાર કરીને વાલમાં, ધર બાણ ધનુષને ત્રોણ. બાનાં.
પત રાખી બાના તણી, રામ પ્રભુ જન તાર;
તારી લાજ જશે જગે, કદી તૂટી જાશે મારો તાર. બાનાં.

રાગ એજ.

ઝટ જાગી જો જો જગદીશ, વેળા મારી વહી જાશે;
શીદ રાખી બેઠા છો રીશ, વેળા મારી વહી જાશે.
સંભળાતી નથી મારી ચીશ, વેળા મારી વહી જાશે;
કરૂણાળુ કૃપા કરો ઇશ, વેળા મારી વહી જાશે. ટેક.
દીન દયાળુ દયા કરો, દુષ્ટ દમન હે દેવ;
કિંકરનાં દુઃખ કાપવા, હરી તમને અનાદિની ટેવ. વેળા.
દુઃખ દેવું નિજ દાસને, ઘટે નહીં ઘનસ્યામ;
વાર લગાડો માં ઘણી, બહુ પામું પીડા ન આરામ. વેળા.
જપ ભૂલ્યો જંજાળમાં, જીવન વાળ્યો દાટ,
નામ વિસારી નાથજી, ઘણા ઘડીયા ઊંધા ઉંધા ઘાટ. વેળા.
તપ ત્રોડયું તૃષ્ણા થકી, ત્રેવડ લેશ ન કીધ;
તાણા તાણ કરી અતિ, નહીં લ્હાવો લાખેણો મેં લીધ. વેળા
વ્રતમાં વગદા વીણીયાં, વંઠી કરી વગાર;
વિશ્વપતિ તો વિસર્યા, તેની ચિંતા કરી ન લગાર. વેળા.
નિયમ પાળ્યા નેહથી, નામે ચુકયો નાથ;
નકરો થઇ જગમાં ફર્યો, નહિં લીધો સાધુનો સંગાથ. વેળા.

સાધનમાં સમજુ નહીં, જાણું નહીં શમ દમ;
અવસર આવ્યો આકરો, હવે ઝાલી જવાના છે જમ. વેળા.
કથા સુધા નથી ભાવતી, અભિમાને છું અંધ;
મનમાં મમતભરી ઘણી, બહુ નામે છોડો તમે બંધ. વેળા.
સમજણ નહિં સેવા તણી, નહિં ધ્યાન કે દાન;
ક્રોધ કપટ કરવા ગમે, ભ્રમમાંહે ભમું નથી ભાન. વેળા.
હે અખિલેશ્વર આ ઘડી, જાવા દો માં આપ;
પ્રભુરામ શરણે પડયો, બળે બાળી દેજો બધા પાપ. વેળા.

રાગ વાગે રૂડી વાંસલડી.

સહુ વિષયોમાં વૈરાગ, છે મુશ્કેલ થવો,
નાહકના ખેંચી રાગ, મુખથી શીદ લવો. ટેક.
જોગી ભોગી ને સંન્યાસી, જ્ઞાની મૂઢ ગમાર રે,
નિર્ધનને ધનવંતોને પણ, છે ધનંની તકરાર, છે.
ઘણા ગધેડા ઘર છોડીને, વનમાં વસવા જાય રે,
એઠેલું ખાવાને પાછા, ઝટ વિષયે બંધાય, છે.
રખડે રાને થૈ વૈરાગી, તો પણ સ્ત્રીમાં દીલ રે,
એવાને વૈરાગ થવાની, હજી છે ઝાઝી ઢીલ, છે.
ખેંચી લાવે છે ઇંદ્રિયો, વિષય વિષે મન હાય રે,
શમ દમ સાધન કરો સામટાં, એક સિદ્ધ ન થાય, છે.
બળીઓ બહુ મન વેગી ઘોડો, ચડે ન એક લગામ રે,
તે પકડયાની વાત કરે તે, મોટો મૂર્ખ હજામ, છે.
શાસ્ત્રોના ઉપદેશો સાચા, કાચા નિવડે સર્વ રે,
મન ફટકે તો મુની મોટાના, મેલાવે ઝટ ગર્વ, છે.

તપસી તપસ્યા તૃષ્ણા તોરે, જોગી ભૂલ્યા જોગ રે,
જ્ઞાન ધ્યાનને ભાન ભુલાણું, ઉલટા વાધ્યા રોગ, જે.
દ્દઢ વૈરાગ થવો એતો છે, ખાંડા કેરી ધાર રે,
રામ મણિ જન પર રીઝે તો, થાયે બેડો પાર, જે.

રાગ એજ.

હલ તોજળચંદ્ર જણાય, માયા છે એવી,
સરિતામાં સ્વપ્ને તણાય, માયા છે એવી. ટેક.
છાયા ને અંધારૂ એવાં, નોખાં નોખાં નામ રે,
એક છતાં પણ નોખાં ભાસે, એ માયાનું કામ, માયા.
સૂરજ સામે હાથ ધરે તો, અગ્નિ સમ દેખાય રે,
મૂળ તો છે આંગળીયો તોપણ, વૃથા ભાસ થઇ જાય, માયા.
પતંગીયું જોઇને કોઇ માને, એતો ઝળોક આગ રે,
કુલમાળામાં અંધારામાં, જેવો ભાસે નાગ, માયા.
ઠામ કાચનું પાણી ભરેલું, આંગળી નાખી જોય રે,
જોતામાં બહુ જાડી લાગે, સમજે તો ભ્રમ ખોય, માયા.
ફેર ચડે પોતાને તેથી, ફરતું લાગે સર્વ રે,
કમળા વાળો પીળું ભાળે, પણ છૂટે નહિ ગર્વ, માયા.
સન્નિપાતમાં બકતાં નજરે, આવે જે દેખાવ રે,
તે સાચા માને પણ આખર, સઘળો ખોટો ભાવ, માયા.
પદાર્થ જે બે રૂપે ભાસે, તેને માને સાચ રે,
હીરો હશે માનીને મૂર્ખો, ઝડપે ખોટો કાચ, માયા.
અઘટિત ઘટના હરિમાયાની, કરૂં કેટલી વાત રે,
રામ મણિ ભજ ભાગે સઘળી, માયાની પંચાત, માયા.

## રાગ એજ.

શન્યે સમજાયે સાચ, એ બળ માયાનું,
કોહિનૂર સમ લાગે કાચ, એ બળ માયાનું. ટેક.
ભગવાં પ્હેરી મુંડ મુડાવી, લઇ બેસે સંન્યાસ રે,
ભોગોમાં મન ભમતું આવે, થાય પુરો ઉપહાસ, એ.
પ્રાણાયામ કરીને સમાધિ, સૂધી સાધે યોગ રે,
મઠ આશ્રમમાં મમતા વળગે, મનમાં વાધે રોગ, એ.
માથું ગુફામાં ઘાલીને, રહે ધરી વેરાગ રે,
દિલમાં તૃષ્ણા રૂપ કુંફવે, ઝેરા તક્ષક નાગ, એ.
વરકત થઇ બહુ વંઠો જાતા, ચપટી કરવા ચાહ રે,
ચપટીમાં ભક્તિ ભૂલાતી, કામક્રોધ બળ દાહ, એ.
વંશે પરંપરાથી ગુરૂ થઇ, ભટકે રળવા દામ રે,
શીષોનું ધન ધૂતી ખાયે, ધરી ઉપદેશક નામ, એ.
નામ ધર્યું પણ કામાં કુડા, નાણાની મોકાણ રે,
બોધ ઉપર મીંડુ મૂકયું થઇ, ધન હરવા રોકાણ, એ.
પ્રસાદ મીઠા ગળચે ગંડુ, ભજન ઉપર નહિં ભાવ રે,
સાધન સંપન્ન હોય છતાં પણ, બોળે હરિએ નાંવ. . એ.
પ્રપંચ ટાળી મમતા બાળી, ભજાય જો મણિ રામ રે,
મુંચવણવાળી જાળો સઘળી, છૂટી જાય તમામ, એ.

## રાગ સુખડાની માયા મને લાગીરે.

મહિમા મોહનનો મહા મોટોરે. જીવ લે જાણી, મહીમા. ટેક.
સનકાદિક શુકે જાણ્યો, જાણ્યા પરમાણે માણ્યો,
આણ્યો નહિં એકે મનમાં ટોટોરે, જીવ.

વિરલા જાણીને જુડયા, તેણે જમડાને ગુડયા,
ભાસ્યું જગ પાણીનો પરપોટોરે, જીવ.
કાળને ઠેલી ચાલ્યા, તે જન વૈકુંઠે મહાલ્યા,
જ્યાં નહિં માયાનો ગડબડ ગોટોરે, જીવ.
પહોંચ્યા તે પગમાં ખાટયા, દંભ દ્વેષાદિક દાટયા,
બીજા એ અમથી દીધી દોટોરે, જીવ.
પરમેશ્વર પદ છે મોટું, મૂરખાને લાગે ખોટું,
એવાનો જગમાં નથી જોટોરે, જીવ.
મણિ પતિ રામ સાચો, પ્રીતમ પદરજમાં નાચો,
લેશ નહિં લાગે કાળ ઝોટોરે, જીવ.

## રાગ એજ.

નામ જપ્યાનો છંદ લાગ્યોરે, રઘુવર પ્યારા, નામ. ટેક.
નામ મેં મુખથી લીધું, અમૃત હેતેથી પીધું,
જીવડો જંજાળમાંથી જાગ્યોરે, રઘુ.
હૃદયે સુધા રસ જામ્યો, વાસના મછવો વામ્યો,
એક પ્રભુજ પદમાં પ્રેમ લાગ્યોરે, રઘુ.
મમતાની ગાંઠ ગાળી, હું પદની હામ ટાળી,
ભ્રમણાનો ભેદ જુંડો ભાગ્યોરે, રઘુ.
લાધી ગઇ નામ ચાવી, નિર્મળતા મનમાં આવી,
વશમો તૃષ્ણાનો કુંડ તાગ્યોરે, રઘુ.
પ્રકાશ અંતરમાં પડીયો, હીરલો ખોવાયો જડીયો,
નામ સુખધામ રણકો વાગ્યોરે, રઘુ.

શોક સંતાપ શમતાં, રસીયાથી રંગે રમતાં,
મણિરામ નામે અનુરાગોરે, રક્ષુ.

## રાગ એજ.

નામની માથે જાઉં વારીરે, વ્હાલા તારા નામની ટેક.
સુધાનો સાર સાચો, રસ એ વિનાનો કાચો,
નામ સુધાનો સ્વાદ ભારીરે, વ્હાલા.
ભૂતળનાં રાજ ભુંડાં, ઓવારી નાંખું લુંઠાં,
નાથના નામની બલીહારીરે, વ્હાલા.
શંકર એ સ્વાદ જાણે, શુકજી સરખા પિછાણે,
ભરતે ભભકાવી પ્રીત સારીરે, વ્હાલા.
નામ નિત્યાનંદ આપે, નારાયણ ધામે થાપે,
જપ તપની ત્યાં ન ચાલે કારીરે, વ્હાલા.
મહારસ જાણે તે માણે, અંતરમાં ઉભરા આણે,
મોહ મદ મમતા જાય મારીરે, વ્હાલા.
મણિરામ રસ છે મીઠો, મીઠો નવ બીજો દીઠો,
અંતર અગ્નિએ રસથી ઠારીરે, વ્હાલા.

## રાગ ધકુસલો.

ચિન્હો બતાવું સુપ્રેમનાંરે, માણે જાણે જે જન,
અવર જનો ત્યાં આંધળા, નહી દેખે રતન,
પ્રીતિની રીત પુરી આકરી.
ચંદ્રે ચકોર ધ્યાન ચોટીયુંરે, તેથી ઇંગારા ખાય,
દાઝ્યાં બળ્યાની આપદા, લેશ તેને નવ થાય. પ્રીતિ.

ભમરો કાપે કાષ્ટનેરે, કમળ કુમળે બંધાય,
ભેદ પામે એ પ્રેમનો, સ્નેહ સાચો સંધાય. પ્રીતિ.
પ્રેમ પતંગનો દીપમાંરે, બાળી નાંખે છે અંગ,
સમજે શુરા કોઇ મર્મમાં, ચડે તેને સુરંગ. પ્રીતિ.
હરણાંને હેત ઘણું ગાનમાંરે, મોત કરતાં કબુલ,
એવાં પ્રેમી હરી જન જે, કરે કાયા તે ડુલ. પ્રીતિ.
પ્રેમ પ્રભાવ સતી દાખવેરે, બળે સ્વામી શબ સાથ,
સમજુ રહસ્ય એ સ્નેહનું, ગાવી ગોવિંદ ગાથ. પ્રીતિ.
સ્નેહે રંગાય દીલ સાચથીરે, ભુલે ભાન તાન સાન,
પ્રીતિનું પાત્ર પોતે બને, આઠે પ્હોર પ્રેમ ધ્યાન, પ્રીતિ.
પ્રેમ સુ પ્રેમને પ્રેમમાંરે, દીન રેન ગુલતાન,
પ્રેમ નિશાથી રહો કર્યો, અખંડ પ્રેમ રસપાન. પ્રીતિ.
મત્સર ને માન મદ સાં મરેરે, બળે કામ લોભ ક્રોધ,
આકરડો અંતરમાં ઉછળે, મણિરામ પ્રેમ ધોધ. પ્રીતિ.

## રાગ એજ.

દેજો દયા કરી દીનને, દુઃખ હરનારૂં દાન,
હાથે છતાં નવ વાવરે, ખરો નર તે નાદાન.
દાને દેતાં ધન નહી ઘટે.
ટુકડો પડે હાથી મુખથીરે, નથી ભૂખે મરનાર,
લાખો જીવડા તેથી નીભશે, એવા બનજો દાતાર. દાને.
વાદળા સાગર ઉલેચતાંરે, નથી ઘટતું ત્યાં નીર,
જગમાં રેલમ છેલ થાયછે, જુઓ વિચારી વીર. દાને.

ગરમી આપે સુરજ વિશ્વનેરે, ટકે પ્રાણીના પ્રાણ,
તેથી તેના ઘરમાં નથી, થતી ગરમીની તાણ. દાને.
ચંદ્ર અમૃત વરસાવીનેરે, પોષે જીવનું જીવન,
પડતો દુકાળ સુધાનો નથી, ચંદ્ર રહેછે પ્રસન્ન. દાને.
કોશ ચાલે વાવપર ઘણારે, પીયે ખેતર જીવ ખાસ,
જેમ ખેંચે તેમ જળ વધે, નથી પડતી તંગાશ. દાને.
રાજા આપે કદી રંકનેરે, ભરી ચપટી જો લોટ,
ઉલટા ખજાના ખલકશે, નથી પડવાની ખોટ. દાને.
ધનને દોલતમાં દેખજોરે, ઉઠી કાળરુપી આગ,
બળતાંમાંથીજ બચાવવા, દાન દીધાનો લાગ. દાને.
અંતે જશે ધન હાથથીરે, નથી અચળ રહેનાર,
દીધું દાને કામ લાગશે, મણિરામ દરબાર. દાને.

રાગ જીવ જોને અભાગીયા જાગીરે ઉંઘ તને કેમ આવે.

મારૂં મનડું મોહનજીમાં લાગ્યુંરે, ઉંઘ મને એમ આવે.
મોત મૂખપર ખાંસડું વાગ્યુંરે, ઉંઘ.
ચિત્ત ચોટયું ચતુર્ભુજ રૂપેરે, ઉંઘ.
નહિ ચિંતાના ધુપ હવે ધુપેરે. ઉંઘ.
બહુનામીમાં બુદ્ધિ બેઠીરે. ઉંઘ.
પુરી પ્રીતે પ્રીતમમાં પેઠીરે, ઉંઘ.
અહંભાવ અવિનાશીમાં બાંધ્યોરે, ઉંઘ.
શુરવીરતાથી સ્નેહ સાંધ્યોરે, ઉંઘ.
પ્રાણ પ્રાણના પ્રાણમાં પેઠારે, ઉંઘ.
સ્થિરતાથી સ્થાનકમાં બેઠારે, ઉંઘ.

રૂવે રૂવે રણુકાર થાતોરે, ઉં૫.
સદાકાળ ફરૂં મંદમાતોરે, ઉં૫.
બધું બ્હારનું ભાન તો ભૂલાણુંરે, ઉં૫.
પુરા પ્રેમને પારણે ઝુલાણુંરે, ઉં૫.
ત્રણે કાળને અવસ્થા ગાળ્યાંરે, ઉં૫.
હતાં જૂદાં બધાં ભેળાં ભાળ્યાંરે, ઉં૫.
કેદ ભેદ ખેદ છેદ્યા અભેદેરે, ઉં૫.
ભેદભાવમાં ચિત્ત હવે કો દેરે, ઉં૫.
મણિરામ સંગ રંગમાં રમુંછુંરે, ઉં૫.
ધણો નાથને દિલમાં ગમુંછુંરે, ઉં૫.

રાગ—ખોટ ખાધી શ્રી નાથ ખોટ ખાધી.

ગયો ખાલી હે નીચ ગયો ખાલી,
અંતકાળે નથી કોઇ વાલી. હે ટેક.
મરડાયો મોટાઇ મન રાખી, શરા સંતની શીખ નવ સાંખી,
સ્નેહસુધા ન સ્નેહથી ચાખી, અભિમાનમાં મુવો મૂઢ મ્હાલી. હે.
અલ્યા કોને કહે છે તું મ્હારાં, જરી જોને નથી કોઇ તારાં,
ખોલી આંખ જો દેખતો ન્યારાં, તાણુ પાપની પખાલ કાં પખાલી હે.
અંત વેળા ન કોઇ કામ આવે, કદી આવે ન જોર કોનું ફાવે,
જમ જબરાનું માન તો મુકાવે, શીદ માથે તું રાખ પાપ ડાલી. હે.
શ્વાસ છુટે ને પોકરાણ મૂકે, ખોડચામાં ઘાલીને ફુંકે,
કહી પ્રેત પ્રેત પાપીયાં હુંકે, કરી એડા ઓઘા બુદ્ધિ કાલી. હે.
મુકે છાતીએ બાવળના ઠુંઠાં, નહી પડે લબાડ લેશ જૂઠાં,

હાલ હેતે ભણાવતાં ઉંઠાં, બધી જાણુ કાયલાની દલાલી. હે.
ગાળે લોઢું લુહાર તેમ ગાજે, ખાગી ખાગી વ્હાલાંઓ બાજે
ઘેર આવી ખોટું મોઢું વાજે, મરી જા માં મોહે તું મુવાલી. હે.
ઉપર ઉપરથી રૂદણાં રૂવાશે, કોઇ ચેહે પડવા નહી ધાશે;
સુતક કાઢીને સુખડું ખાશે, સગાં સાચા નથી કો સુવાલી. હે.
કાઢ આધાં હરામીને હાંકી, એની વૃત્તિ વજેલીછે વાંકી,
કિમત જાૂઠ સ્નેહની લે આંકી, મણિરામથી ન રંગતાલી. હે.

## રાગ એજ.

મોથ મારી શું નાથ, મોથ મારી,
લીધા મોટા મોટાને ઉગારી, શું નાથ. ટેક.
કપી રાજતો વાનરનો રાજા, બચાવાને ઉઠ્યા બની તાજા,
રંક માટે મટ્યા શું સાજા, દયાનિધિ દૃખોને વિચારી, શું.
વિભિષણ તો રાવણનો ભાઈ, જેની સાથે થાવાની લડાઇ,
કર્યો પોતાનો શાની નવાઇ, ગર્જ માટે થયા ભયહારી. શું.
વિદુર રાજનો ત્રીજો ભાગ માગે, એને ઘેરે ગયા અનુરાગે,
તેથી મનમાં મોટાઇ શીદ લાગે, હરિ રાંકને મુકો કાં વિસારી. શું.
સગાં માટે અર્જુન રથ હાંકયો, જનકરાજનો પૂર પ્રેમ પાકયો,
ત્યારે સ્નેહરસ ફાકડો ફાકયો, એમાં કામાં કીધા શું ભારી. શું.
પ્રેમ રંગમાં ગોપીઓ ઘેલી, તેની સંગે કીધી રંગ કેલી,
મુકયાં રાંક માબાપને મેહેલી. નથી લીધા નમાલા ઉધારી, શું.
હજી ઝાઝા વાંકા શું બોલાવો, ધંધા ખોટના શાને ખોલાવો,
મારા અંતરની આગને ઓલાવો, હરિ શાને જાઓછો હારો, શું.

ગર્વ હારી ગરીબ કાં સતાવો, સીધા સ્નેહના માર્ગો બતાવો,
મારા પાપની પંચાત તો પતાવો, એવાં પાપ કે ન ચાલશે શું કારી, શું.
કષ્ટ કાપો કંગાલના વ્હાલા, ક્રોધ કરશો નહિ હરિ હાલા,
જમ છાતીમાં ભોંકજો ભાલા, મણિરામ પદમાં લ્યો સ્વિકારી. શું.

## રાગ એજ.

ઓથ તારી, શ્રીરામ ઓથ તારી,
નહી લોથ રખડાવશો મ્હારી, શ્રી. ટેક.

સર્વ ત્યાગી શરણમાં ઝૂકયો, મમતીલાંનો સંગ રંગ મૂકયો,
અહંકારનો આંકડો ચૂકયો, રહ્યો આશ અવિનાશ તુજ ધારી, શ્રી.
કુડી કલ્પના ચિત્તથી કહાડી, વિષય વાસનાની જાળ વાઢી,
વળગેલી હતી ગૂઢ ગાઢી, હવે બેઠો તદન પરવારી, શ્રી.

દીઠા નાતા જગતના જૂઠા, રહે રાખી તેને રામ રૂઠા,
જાણ્યું છૂટે તેને હરિ તુઠા, ખરી વાતો વિવેકે વિચારી, શ્રી.
જાણી લીધું જગત આ ખોટું, નહીં ઝાંઝવાંનાં નીર લોટું,
હવે નાથ તુજ પદમાં લોટું, ભુધર ભાવે બનો ભયહારી. શ્રી.
નહી પાછલાં પાપને જોશો, નહીં દ્વારથી મારશો ઠોંસો,
નર્ક ખાડે નહીં નાથ ખોસો, નહીં મુકશો નાથજી વિસારી. શ્રી.
જણે ભરોંસાની ભેંસ જો પાડો, કોણ ત્યારે પુરે ખોટ ખાડો,
નહીં થજો દીનાનાથ આડો, મન તારો ભરોસો છે ભારી, શ્રી.
કાઇં ટાણે નથી વાર કીધી, ટાણું જાણી ત્રીકમ શુધ લીધી,
અનાદિની પડી રીત સીધી, મને કાઢશો માં ફીટકારી, શ્રી.
ગમે તેવો પણ નાથ હું તારો. છોડવાથી નથી છેક આરો,
કરવાથી ન થાઈશ ન્યારો, મણિરામ નિજ દાસ લ્યો તારી. શ્રી.

## રાગ ભગવતને ભજી લેને રે.

ઘડપણ તો ગભરાવે રે,
ડૂચણ તો ખુબ આવે રે. જો તું જરા. ટેક.

અંગે અંગ પડતાં ઢીલું, ડાચું પણ થાતાં વીલું,
પણ મન હઠીલું ભટકાવે રે. જો તું૦

દીનપર દીન દેહ દુબળી, થાતાં કાયા એ કુબડી,
આશાઓ ઉછળી રઝળાવે રે. જો તું૦

તક તો તુટયાની આવે, તો પણ તંતુ લંબાવે,
ચાળા ચુંથાવે નાજ ફાવે રે. જો તું૦

ભયકારી હાલત ભારી, ભાળી મણિરામે યારી,
કરવા તૈયારી કર ભાવે રે. જો તું૦

## રાગ ધન્યાશ્રી.

કાળ અને સુવિચાર હમારા ખરા મોજણીદાર. કા. ટેક.
તેઓએ ગતિ પોતાની તે, સમ કીધી શ્રી કાર. હ.
ચામી માટી રેતી કેરાં, પડ પકવ્યાં નિરધાર. હ.
રવીથી જળને ઉપજાવીને, રેડયું સરખી ધાર. હ.
મણી રામે રાખેલો એમાં, વિરલા મેળવનાર. હ.

## રાગ ગરબાં.

કેશવ કરૂણામાં રાજીરે કરૂણાનિધિ પ્રભુ પોતે છે.
કરૂણાથી શોભે કાજીરે કરૂણાનિધિ પ્રભુ પોતે છે.

કરૂણા મનમાં હે રાખોરે. ક૦ તો સ્વાદ સુધાનો ચાખોરે ક૦
કરવા-કરૂણા સૌ ઉપર રે. ક૦ ઉપર એ મોટું ભૂધર રે ક૦

કરૂણાળુ વચનો બોલેરે. ક૦ રાજાઓ નહિ તે તોલેરે ક૦
જેને કરૂણા કરવા પ્રીતિરે ક૦ યમરાજ તણી નહી ભીતિરે ક૦

કરૂણાળુ જો મન થાશેરે. ક૦ મણિરામ કરૂણા પાસેરે ક૦

## રાગ એકવાર લંકા જાજે હો.

રામ રસ રંગ સિંધુ ઝીલો આનંદમાં
છોડીને કામ ધામ ચીલો આનંદમાં

રંગે સુરંગ સંગ મ્હાલો. આ. ઢંગે સુધારી સાથ ચાલો. આ.
લ્હેર ગાય ગાણું સાંભળજે. આ. માને ગમ ત્યાગી તું ભળજે. આ.
થાવા તલ્લીન રસ રૂપે. આ. વાણી મન રાખ ખૂબ ચૂપે. આ.
ઘરની પંચાત ઘેર રાખો. આ. ભજને ન ગંધ એની દાખો. આ.
આવી જંજાળ આજ ઠેલો. આ. નિંદા નકામી ગણી મેલો. આ.
નીચે જા બેશી ધર શાંતિ. આ. છોડી દે દિલડાની ભ્રાંતિ. આ.
શાંતિ રસ સિંધુ રૂપ થાતું, આ. ભ્રાંતિમય વિશ્વ છોડ ભાતું. આ.
દગમાંથી રોગ કાઢ વ્હાલા! આ. રગમાંથી રાગ કાઢ ઠાલા. આ.
આપે તું આપ એક સાચો. આ. જાણીને માણ થાન કાચો. આ.
નીચે જા તળીયે તું ડુબી. આ. રામમણિ શોધી જો ખૂબી. આ.

રાગ એજ.

સખીઓ! મળી સહુ આવો આનંદમાં
લેવા ભજનનો લ્હાવો. આનંદમાં.

એક બીજાને કહાવો. આ. હોંશેથી હાથ તમે સ્હાવો. આ.
સતસંગ ગંગામાં ન્હાઓ. આ. પ્રેમે પ્રભુ ગુણ ગાઓ. આ.
દુરિજનથી દૂર તમે જાઓ, આ. હરિજનને હેતથી ચ્હાઓ. આ.
મનરૂપી ખેતર ખેડાવો. આ. ભક્તિનાં બીજે વવરાવો. આ.
પ્રેમરૂપી પાણી પીવરાવો. આ. નિંદાનાં નિંદણ કઢાવો. આ.
કામક્રોધ એરડા વઢાવો. આ. ખેતીને વાડથી બચાવો. આ.
લણવા નીચાં નમો નમાવો. આ. કણનાં કોઠાર હા! ભરાવો. આ.
ભક્તિકણ ખાજો ખવરાવો. આ. રામમણિ લ્હાવ લેવરાવો. આ.

॥ ૐ ॥

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

॥ ૐ ॥

## રાગ સહીઆરી.

સુધારકો સાચા જોઇએ છે, નહિ બીજાના પણ પોતાના
નિશ્ચતણા વિદ્યાલય કેરી, ડીગ્રી વાળા ? ના, ના, ના, ના,
પણ મન ઉપર કાબુ જેણે, પ્રાપ્ત કરેલો એવા સાચા
દૈવી આનંદી ઉમરના, પગાર સ્વાત્મિય પદ શું કાચા !
અરજી કરજો પણ ભીખારી, પેઠે આજીજી નહિ ચાલે
પણ દ્રઢતાથી આજ્ઞા રૂપે, કરનારા તે સુખે મહાલે
દોરક ધારક વિશ્વોનો જે, અરજી કરવી તેની તરફે
જે અરજીમાં ઝળકે રૂડા રામ મણી હા ! હરફે હરફે.

## રાગ એજ.

હૃદય મણિથી કિરણો વિશ્વે લાતાં ઉલાતાં ચાલ્યાં
પ્રકાશમાં બ્રહ્માંડો નાચ્યાં, ગળિયાં તેના રહેતાં ઝાલ્યાં
વિધ વિધ જાતિ વસ્તુ જગમાં, આરંપારે પ્રકાશનારી
એ કિરણો એ કાધી સર્વે, છુપ્યાની ના જડતી બારી
સર્વ વિભાગો સર્વે બાજુ, જેવું છે તેવું દેખાડયું
કળા અહો એ અદ્દભુત ભારે પ્રેમ સ્વરૂપે જગ પેખાડયું
મણિ મહત્વે રામ રસાળો, રસ રૂપે આપે એ દીઠો
કહું કહો શું અરે ! મણિ કે, રામ રસીલોછે હા ! મીઠો.

## ચોરવાડકર પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર કૃત

# રામવીણા.

જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિના સર્વોત્તમ રહસ્ય પ્રકાશક ૧૦૧ ભજનોનું ૫૫૦ પાનાનું સુંદર કાગળપર છાપેલ સોનેરી નોંધ અલંકૃત મજબૂત કપડાંના પુંઠાવાળું અનૂપમ દળદાર પુસ્તક, વડોદરા, જુનાગઢ, ભાવનગર, કેળવણી ખાતાએ શાળા-પુસ્તકાલય માટે મંજુર કરેલું, સાક્ષર પ્રશંસનિય તથા સુભક્ત જ્ઞાનીને ભક્તિ જ્ઞાનસુધા સહજ પ્રાપ્ત કરી આપનાર પુસ્તક; ઘણીજ થોડી નકલો બાકી કીમત રૂ. ૧-૧૨-૦ પોષ્ટેજ જુદું.

રામાજ્ઞા:—બેન માણેક મદનજી કૃત, ધર્મરાજા રૂપે ૧૮ આજ્ઞાઓનું પરમ પથે પ્રેરનારૂં અત્યુત્તમ પુસ્તક; મુલ્ય રૂ. ૦-૩-૦ પોષ્ટેજ જુદું.

સંગીત ગીતા, સ્તોત્રષટક, મણિરત્નમાળા, શ્રી રામ લહરી લ્હેર ૧ લી, ૨ જી, ૩ જી, તથા ૪ થી અમુલ્ય. દોઢ આનો પોષ્ટેજનો મોકલવાથી મળશે.

મળવાના ઠેકાણા.

શેઠ પુરૂષોત્તમ નાનજી ઠક્કુર<br>રામવીણા તથા રામજ્ઞાના<br>પ્રકાશક.<br>મુ. કેશોદ—કાઠિયાવાડ.

રા. રા. નવનિતરાય છમ્હારાંકર<br>ક્રીકાણી.<br>બજાર કુળિયા,<br>મુ. જુનાગઢ—કાઠિયાવાડ.